# મસ્તીખોર માશુક.



કિં. ૪ આના. વિલાસ ઑફીસ.

વારતા, વારતા શું કરો છો?

## ગુજરાતમાં કોઈએ નહીં કરેલું સાહસ.

# લંડન રાજ-રહસ્ય

અથવા

## ધી મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

રેનોલ્ડસની આ જગપ્રસિધ્ધ વારતાના દુનિયાની સઘળી ભાષામાં તરજુમા થયા છે. ગુજરાતીમાં આજ સુધીમાં ઘણા જણ નિષ્ફળ ગયા પણ અમેજ એ આખી સીરીઝ બાર ભાગમાં પુરી કરવાનું સાહસ ખેડયું છે.

નવ ભાગ તો આજેજ તૈયાર છે. એટલા વાંચો તેટલામાં બીજા ત્રણ ભાગ તૈયાર થઇ જશે.

ઇંગ્લંડના રાજા બીજા અને ચોથા જયોર્જની ભયંકર પ્રેમલીલાઓ—લંડનના દાદાની બૈરીએ તે પ્રિન્સ ઓફ વેલ્સની દલાલા—દરજણની દુકાનમાં ભયંકર પીશાચલીલા—કુંવારી રાજકન્યાને પેટે પુત્ર પ્રસવ ફાંસીને લાકડેથી જીવતો થયલો બદમાસ—ઉમરાવજાદીઓના વિચિત્ર પ્રેમ પ્રસંગો વિગેરે વિગેર બનાવો વાંચતાં તમે ખાવા પીવાનું ભુલી જશો.

**વિલાસ-ઓફીસ.**

# મસ્તીખોર છુંજ!



જુવાની આવતાં દુનીઆ નવી નવી રોજ લાગે છે,
નીરખતાં જોબના પ્યારી હૃદયમાં લ્હાય લાગે છે,
અજબ છે પ્રેમના ગાંઠો અજબ છે રંગ મહોબતના,
બધા ડાહ્યા દિવાના થઇ જતા છે પ્રેમશાળામાં.

જુવાની દિવાની છે. ગધ્ધા પચીશીના રંગ ન્યારાજ છે. દુનીઆમાં એવું કોઇ બેપગું પ્રાણી ભાગ્યેજ હશે, કે, જેને વીસથી ત્રીસ વર્ષ વચ્ચેની ઉમરમાં કંઇક કરી બતાવવાનો હડકવા ચાલ્યો નહિ હોય! આ ઉમ્મરે ઘણા જવાનોને પાતળી કમ્મર અને મારકણી આંખોવાળી કોઇ ગુલાબ કે ચંપાનાજ સ્વપ્ના આવે છે કોઇને ધંધા અથવા વેપારમાં નામ કાઢવાની મહત્વાકાંક્ષા થાય છે, તો કોઇની લેખક, ઉપદેશક યાતો કવિ થવાની આતુરતા આ ઉમરમાં વધતી જતી જણાય છે. દુનીયાના ડાહ્યા અનુભવીઓ આ પ્રકારની સ્થિતિને જુવાનીનો ઉન્માદ કહે છે, યાતો જીંદગીની શરૂઆતનો તનમનાટ ગણે છે. આજ પ્રકારની જ્યારે મેં પચ્ચીસમી હુતાશણી જોઇ ત્યારે મ્હારી પણ સ્થિતિ હતી.

માણસને જ્યારે લેખક તરીકે પ્રસિધ્ધ થવાનો સન્નિપાત થાય છે ત્યારે પ્રથમ તો તે એકાદ બે પુસ્તકમાંથી તફડંચી કરીને પણ તે લેખને

પોતાના નામે પ્રસિધ્ધ કરવામાં પોતાની બહાદુરી સમજે છે. અનેક પોથાં અને થોથાંને ઉથલાવીને તૈયાર કરેલો મ્હારો એક લેખ, જ્યારે હું વાંચતો હતો, ત્યારે મ્હારા પુજ્ય ભાભીશ્રી એકાદ ગધેડાનું ચિત્ર કાઢીને તેમાં મ્હારું નામ લખી તે ચિત્રને મ્હારા કોટ ઉપર લગાડવા પ્રયત્ન કરી રહ્યા હતા. પરંતુ ભાભીશ્રીની એ ઉમેદ બર આવી શકી નહિ કારણ કે ભાભીશ્રીના દોરેલા ચિત્ર ઉપર મોટાભાઇની અચાનક નજર પડતાંજ એમને એમના એ ચિત્ર સાથે પલાયન થઇ જવું પડયુ.

આ મ્હારો પહેલોજ પ્રસિધ્ધ થએલો લેખ અથવા કહો કે નિબંધ, તે 'બાળલગ્ન'; જેમાં ન્હાનપણથીજ છોકરાંને પેલા પારસીઓ કહે છે જેમ અહદરાવી દેવામાં આપણા હિંદુ લોકો પોતાની બહાદુરી માને છે. મ્હારા એ લેખમાં—બાળલગ્નની બુરાઇઓ બતાવવામાં મ્હેં કંઇ પણ કચાશ રાખી ન્હોતી, અને મ્હોટી ઉમરે પરણવાની સલાહ આપતાં મનુસ્મૃતિના પંદર વિશ શ્લોક પણ સમર્થનમાં ટાંકી દીધા હતા આ લેખ "સમાજ" માસીકમાં પ્રગટ થયો હતો. આવો ગહન વિષય હાથમાં લેવા માટે મનમાં ને મનમાંજ મગરૂર થતો હું જ્યાં બેઠો હતો ત્યાં ટપાલીએ આવી હિંદુસ્તાન તથા મુંબાઇ સમાચાર સાથે એક પત્ર ફેંક્યો. પત્ર મ્હારા નામનો હતો, છતાં અમારા વડીલ ભાઇશ્રી કોઇના ખાનગી કાગળો વાંચવામાં પાછા પડે એવા નહોતાં. એકજ ઝપાટે એ કાગળ [illegible]રી કનેથી લઇ લેવાયો. અને હું કંઇ કહું તે પહેલાં તો કાગળને ફોડાને તેઓ વાંચવા પણ મંડી ગયા. લાચાર–મોટા ભાઇને શું કહેવું? "હિંદુસ્થાન" ખોલીને મ્હેં છાપું વાચવાનો ઢોંગ કર્યો પરંતું મ્હારું ધ્યાન તો એ મોટા

ભાઇના હાથમાં રહેલા કાગળ તરફજ ચોટેંલું હતું.

"ઓ પ્રભુ! કોનો કાગળ હશે? એમાં શું લખ્યું હશે? શું કોઇ મિત્રે પૈસાની ઉઘરાણી કરી હશે? વાતો કોઇ તંત્રી તરફથી લેખ મોકલવાને આમંત્રણ તો નહિ આવ્યું હોય?" વિગેરે વિગેરે વિચાર વમળમાં ગુંચવાતો હિંદુસ્થાનના પાનાઓ ફેરવી રહયો હતો. ત્યાં તો મ્હોટા ભાઇના મુખ રૂપી મશીન ગનમાંથી તોપનો ગોળો છુટયો.

"અહ્યા બંસી! આ તારા બાળલગ્નના લેખે તો ભારે કમાલ કરી. લે—વાંચ આ રંગુનથી કાગળ આવ્યો છે. એને બિચારાને કોઇ ભણેલી ગણેલી સુધરેલી કન્યા જોઇએ છીએ હા. હા. હા. હા. માણસો પણ કંઇ મુર્ખા પડયા છે ને!" આમ કહી હસતાં હસતાં એમણે એ પત્ર મ્હને આપ્યો. પત્રમાં નીચે મુજબ લખેલ હતુ

સવસતી શ્રી મુકામ મુંબાઇ બંદર મધે ભાઇ બંસીધર કુડલાકર જોગ શ્રી રંગુન બંદરથી લખતંગ ડાયા ગાંડાના જેશી કરસન વાંચજો બાદ અતરે સરવે ખુસી મઝામાં છે આપ સહુ પણ ખુસીમાં હસો. બીજુ તમારો "સમાજ" ના એકસો સોતેરમેં પાને આવેલો બાળલગનનો લેખ વાંચીને અમો બહુજ ખુસી થયા છીએ. તમારો લેખ ઘણોજ સારો છે. બાળલગ્ન આપણી હિંદુની બધી નાતમાં ઘણાજ થાય છે અને તે ખરાબ રીવાજ છે. તો તેવા ખરાબ રીવાજોને હવે આપણી નાતોએ બંધ કરવા જોઇએ હવે મારી એક અરજ છે. તે એક મારો દીકરો નામે નાગો અંગરેજી સાત ચોપડી ભણ્યો છે. હાલ તે કાનપુરમાં મોટી સરકારી હાફીસમાં સો રૂપીઆના પગારથી

નોકરી કરે છે. ઉમર વરસ પચ્ચીસની છે, તો તેને માટે ભણેલી ગણેલી સુધરેલી અને રૂપાળી કનીઆની જરૂર છે. આપણા લોકો છોકરાને નાનપણથી પરણાવે છે પણ એમને ખબર નથી કે મોટપણમાં પરણાવેથી કેટલો ફાયદો થાય છે. એતો એમજ માનતા હશે કે સોકરો મોટો થઇ ગયો છે અને એને કોઇ કનીઆ દેતું નહિ હોય માટે આપવું પણ તો દેવી. કન્યા તો ઘણી મળી રે છે પણ નાનપણમાં ન પરણાવ્યો અને ભણાવ્યો તો હવે તમારા ધ્યાનમાં કોઇ પંદર સોળ વરસની ભણેલી ગણેલી અને રૂપાળી કન્યા હોય તો લખશો. મેં તંત્રી પાસેથી તમારૂ સરનામું મગાવ્યું છે. અને તમો અમારી નાતના છો તેથી તમને આટલી અરજ કરૂં છું. કદાચ કન્યાના બાપને પૈસા જોતા હશે તોય ખાનગીમાં આપસું. કારણ કે કન્યા વિક્રયનો રીવાજ પણ ખરાબ છે માટે ખુલી રીતે અમો પૈસા નહિ આપીએ. ખાનગીમાં બસો ચારસો તમને પણ આપવાનો અમને વાંધો નથી એટલે તમારા ધીઆનમાં કોઇ હોય તો કૃપા કરીને લખી જણાવશો. અમારૂં સરનામું ચુડીગરા ડાયા ગાંડાને પોચે. ઠે. મોતી બજાર મુ. રંગુન બંદર પોચે. એમ કરશો. એજ અરજ લખીતંગ ડાયા ગાંડા દસકત પોતાના સઇ."

મોટા મોટા અક્ષરે ભરેલા આ કાગળના ત્રણ પાના ઉપરથી એટલી તો ખાત્રી થઇ કે બિચારાનો ગજો વાંદો છે એટલે મને દલાલી ખટાવવાની ઇચ્છાથી એકાદ કન્યા શોધી આપવાનું ભાઇશ્રી લખી જણાવે છે.

અમે બંને ભાઇઓ એની મુર્ખાઇ ઉપર ખુબ હસ્યા. ત્યાર બાદ

"હિંદુસ્થાન" અને "મુંબઇ સમાચાર" ઉપર એકાદ ઉડતી નજર ફેરવી તો તેમાં પણ "જોઇએ છીએ એક કન્યા" ની એજ મહાશયની જાહેર ખબર જોઇ.

જમતાં જમતાં મેં વાતચીત શરૂ કરી "મોટાભાઇ! એમને શું જવાબ આપવો છે?"

"તે જવાબ હું પોતેજ આપીશ તારે એની પંચાત કરવી નહિ" મોટાભાઇના મગજની સ્ટીમ વધેલી જોઇ આપણે પણ પુછપરછ કરવાનું માંડી વાળ્યું પરંતુ જમીને મેડી ઉપર જતાં જતાં મોટાભાઇના મુખમાંથી નીચેના ઉદ્ગારો મ્હારા સાંભળવામાં આવ્યા.

"એવા લોકોને તો બરાબર નસીહત આપી ઠેકાણે લાવવા જોઇએ કે સાળા ફરી કોઇને હલાલ બનાવવાનું ભુલી જાય."

(૨)

ઉપરની વાતને ત્રીશ દિવસનાં વ્હાણાં વ્હાયાં હશે. ત્યાં એક દહાડે સવારના ચ્હા પાણી પીતા પીતા અમો બન્ને ભાઇઓ અમારી કોલેજની સોસીઅલ ગેધરીંગમાં ભજવાએલ "શંકિત હૃદયની" સમાલોચના કરી અમારી જાતને સાક્ષરોમાં ખપાવી રહ્યા હતા. એટલામાં મોટાભાઇના નામનો એક તાર આવ્યો.

તારમાં લખેલ હતું—

Starting to-day's Steamer Lhassa receive Tuesday morning.

Nagji Dahyalal.

"કોનો તાર છે ?" મ્હેં મોટાભાઇને પુછ્યું. પરંતુ વિચારમાં પડી ગએલા મોટા ભાઇએ જવાબજ ન આપ્યો અને મારી શી તાકાત કે ફરી વખત હું પણ પુછી શકું ?

આખરે ભાઇશ્રીની ગેરહાજરીમાં મેં તાર પણ વાંચી લીધો. તાર વાંચતાંજ અંધારા ઓરડામાં ઇલેક્ટ્રીક સ્વીચ દાબતાં જેવો પ્રકાશ થાય. તેવો પ્રકાશ મારા મગજરૂપી ઓરડામાં પડયો. અને આ આવનાર મહેમાન તે અન્ય કોઇ નહિ પરંતુ પેલી ભણેલી ગણેલી સુધરેલી અને રૂપાળી કન્યાના હાથના ઉમેદવાર કાનપુરની સરકારી હાફીસમાં સો રૂપીઆના પગારદાર—"શ્રીમાન નાગાભાઇ" પોતેજ હતા.

ત્યારે શું મોટાભાઇએ કોઇ કન્યાની સાથે એમનું ચોકઠું બેસાડી આપ્યું હશે ? જો કે આવા કુકામમાં મોટાભાઇ હાથ નાખે એમ માનવાને મારૂં મન સાફ ધસીને ના પાડતું હતું છતાં માણસના પેટની અને સમુદ્રની ઉંડાઇની કોઇને ખબર પડે છે ? ખરી ?

મંગળવારે સવારે મોટાભાઇએ મ્હેમાનોના સ્વાગતની સઘળી તઇયારીઓ કરી રાખી અને એ તઇયારીઓ માટે ભાભીશ્રી ઉપર બેલજીઅમમાં એન્ટવર્પના કિલ્લા ઉપર જેમ જર્મનીની મશીનગનો છુટે તેમ હુકમો છુટવા લાગ્યા. ભાભીશ્રીની ડયુટી પુરી થતાં મ્હારો વારો આવ્યો.

"બંસીધર, ઉપર આવ" મોટાભાઈના હુકમ મુજબ હું ઉપર ગયો.

"જો બંસી, હું કહું તે પ્રમાણેજ ત્હારે કરવાનું છે વધુ ડાહ્યો થઈશ તો માથું ભાગી નાંખીશ સમજ્યો ?"

"ચાલ. આ કપડાં પહેરી લે અને આજના નવા ખેલની કેરેક્ટર બરોબર ભજવી બતાવ."

વ્હાલા વાંચક ! અજાયબ નહિ થતો. એકજ મિનિટમાં આખો પ્લોટ મારા મગજમાં ગોઠવાઇ ગયો.

ભાભીશ્રીના કપડાં અને શંકિત હૃદયમા ખેલ માટે લઇ રાખેલી કોલેજમાંની વીગ વિગેરે સ્ત્રી વેશ જોઇનેજ મ્હારી કે પછી નાગજીભાઇની કમબખ્તી આંવી પહોંચી એ વિચારે પાંચેક મિનિટ તો હું બોબા જેવોજ ઉભો રહ્યો.

"ચાલ જલ્દી કર—આમ ઝડસા જેમ ઉભો શું છે ! સ્ટીમર પણ આવી ગઇ હશે."

ખેર ચાલો—મોટાભાઇ પોતેજ જ્યારે આ નાટકના સુત્રધાર છે તો મ્હારાથી ના કેમ પડાય ?

પ્રિય વાચકો . આપનો આ દોસ્ત 'બંસીધર' માંથી મધુબંસરી ઉર્ફે બંસરીબાળા બની ગયો અને દરવાજાની ફાટમાંથી છાની રીતે આ તમાશો જોવા માટેજ ખાસ આવેલા ભાભીશ્રીએ આખી જીંદગીમાં જોએલા એકજ "સૌભાગ્ય સુંદરી" નામના ખેલનું ગાયન લલકાર્યું

"પ્હેરી...ચોળી લટકાં મટકાં કરતાં આવ્યાં
રંગે...ભોળી સાડી ઓઢીને મન લોભાવ્યાં
હવે શરમાઓ શાના
શાના દીયરજી મ્હારા"......

ત્યાં તો મોટાભાઈએ ભાભીશ્રી ઉપર ડોળા ધુરકાવ્યા એટલે ગાયન અટકી પડયું અને અમે બંન્ને ભાઈઓ—કહો કે હવે તો ભાઈ–બ્હેન નીચે બોલાવેલી ટેકસીમાં ગોઠવાયા અને મોટર એલેકઝાન્ડ્રીઆ ડોક તરફ રવાના થઈ.

ડોક ઉપર પહોંચતાં અગીયાર વાગ્યા. સ્ટીમર આવી ગઈ હતી. ઉતારૂઓની ભીડને વટાવી અમે સ્ટીમર પર પહોંચ્યા કે જ્યાં નાગજી-ભાઈની સ્વારી અમારી રાહ જોઈનેજ ઉભી હતી.

મોટાભાઈએ શેકહેન્ડ કરવા હાથ લંબાવ્યો, એટલે નાગજીભાઈએ શેકહેન્ડ કરી અને એક તીરછી નજરીયાંથી આ સેવકને ઘાયલ કરવાનો અમારા નવા મ્હેમાને પ્રયત્ન કર્યો.

વાંચક દોસ્ત! ઘાયલ કોણ થયું હશે તે તો તુંજ સમજી લેજે!

ત્યારબાદ સામાન ઉપડાવી અમારી ત્રીપુટી પાછી ટેકસીમાં આવી અને થોડીવારમાં તો અમે ઘર ભેગા પણ થઈ ગયા.

પણ ખરી મુશ્કેલી તો હવેજ આવવાની હતી. કારણ કે ભાભીને જોતાં મ્હારે તો શરમથી મરવું પડતું હતું. લાચારીથી એવી સ્થિતિમાં મ્હારે આખો દિવસ કાઢવો પડયો.

બંદર પર સામે જવાની અને ઘરમાં પણ નાગજીભાઈની હાજરીમાં છુટથી હરવા ફરવાની રીતથી મોટાભાઈએ અમારા કુટુંબને સુધારક

તરીકે ઓળખાવ્યું. ફક્ત સાદું નક્કી કરતી વખતેજ મ્હારી હાજરી મ્હાટે મોટાભાઇએ વાંધો ઉઠાવ્યો હતો.

આખરે તપાસ કરતાં ભાભી સાહેબથી ખબર મળી કે સાદું બે હજારમાં નક્કી થયું. યા ખુદા! હવે તો મ્હને પણ મોટાભાઇ ઉપર શક આવવા લાગ્યો!!

"મોટાભાઇ મ્હને બાપડા જેવા બાપડાને બાયડી બનાવી વેચી નાખવાજ માગે છે કે નાગજીભાઇને થોડો વખત બનાવી પછી એમની ઝાટકણી મ્હાડી બ્હીકે મ્હોડે પાછા કાઢવા માગે છે!" એની મ્હને કશી સમજણ પડી નહિ. આખરે રાત પડી. રાત્રે પણ એ વિચારોએ મ્હને ઉંઘ આવવા ન્હોતી દીધી. વિચારમાં ને વિચારમાં મધ્યરાત્રી વીતી ચુકી હતી. બે વાગ્યાનો વખત થયો હશે. નારી વેશ કાઢીને સુવાની તો મ્હોટા ભાઇની મ્હને સખત મનાઇ હતી, એટલે શ્રીયુત ગોવર્ધનરામના સરસ્વતી ચંદ્રમાં આવતી અલકકિશોરીના વર્ણન પ્રમાણે આપણા રામ પલંગમાં ચત્તાપાટ પડયા પડયા ઉંઘવાનો ડોળ કરી નાગજીભાઇ રૂપી જમાલ મીયાંની રાહ જોઇ રહ્યા હતા! અને સાચ્ચે થયું પણ તેમજ!

સ્હામેનાજ રૂમમાં સુતેલા શ્રીયુત નાગજીભાઇ મ્હારીજ પ્રશંસાના શ્લોક કંઇક મેઘદુતમાંથી અને કંઇક આપમેળે બનાવીને ગાઇ રહ્યા હતા.

નારી વેશે નહિં ઉંચી નીચી ફુટડા ભાગ્યવાળી
સુતી હોશે સુતનુ સરખી ખાટલામાં રૂપાળી

બેહું ભાવે ત્વરીત જઇને સ્નેહથી ચાંપુ હૈયે.
સારું નક્કી થઇ ગયું પછી શમે શાનીજ બાઇએ ?

શ્લોક પુરો થયો. અને આસ્તેથી બારણું ખુલ્યું. મેં ઉંઘવાનો ડોળ ચાલુ રાખ્યો. હૃદયના ધબકારાની ગતી એટલી બધી વધી કે હમણાંજ જાણે હૃદય બંધ પડી જશે એમ લાગ્યું, છતાં જેમ તેમ કરી હિમત રાખી મ્હેં મ્હારૂં નાટક ચાલુ તો રાખ્યું.

મ્હારા પતિરાજ આવ્યા. એના હાથમાં એક ફોટોગ્રાફ હતો. પંલગ પાસે આવી તેણે મ્હારા—

" ગૌર ગૌર ગાલ વાલી, યૌવનની બ્હાર ન્યારી "

એવા સાંવરી સુરતના મુલાયમ ગાલો તરફ મીટ માંડી થોડીવાર જોયાજ કર્યું. વળી પાછું દરવાજા તરફ જોઇ ખાત્રી કરી કે કોઇ જોતું તો નથી ને ? નાગજીભાઇની નજર દરવાજા તરફ હતી તે દરમીઆન આડી નજરે એમના હાથમાં રહેલ ફોટોગ્રાફ પણ મેં જોઇ લીધો.

બાપરે ! મોટાભાઇયે પણ કમાલ કરી ! " શંકીત હૃદયમાં " મારા જી પાઠમાં પડાવેલા ફોટાનો ઉપયોગ મોટાભાઇએ આ અક્કલના ઓથમીરને ઉલ્લુ બનાવવામાં કરેલો જાણી મારી અજાયબીનો પાર રહ્યો નહિ. પરંતુ આ પ્રપંચ નાટકનો છેલ્લો અદ્ભુત સીન તો હવેજ આવવાનો હતો.

બારીમાંથી ડોકીયા કરતી ચંદા મારા મુલાયમ ગાલો ઉપર અમી વરસાવી રહી હતી. અથવા કહો કે ચંદ્રના એ ઉજાસમાં મારૂં કૃત્રિમ સૌંદર્ય ગજબનું ખીલી ઉઠ્યું હતું.

નાગજીભાઇની વિહ્વળતા વધી. અને એમને પ્રેમનો સનેપાત ચાલુ થયો.

“ અહા બંસરી, બંસરી, ત્હારા પર હું ઘેલો થયો છું. ઓ મીઠી નિદ્રામાં સુતેલી પ્રીય બંસરીબાળા, ત્હારી નિદ્રાને ત્યાગી મને ભેટ !”

અચાનક પરાણે રોકવા છતાં ન રોકાય એવા હાસ્યના ધ્વનિથી નાગજીભાઇ ચમક્યા. આસપાસ નજર કરી પરંતુ કોઇને નહિ દેખતાં પોતાનાજ મગજનીજ ખાલી ભ્રમણા સમજી પાછા પલંગ કને આવી ઉભા રહ્યા.

ધીરે ધીરે હીંમત ભેગી કરી મારા હાથને પોતાના હાથમાં લીધો. સ્હેજ દાબ્યો પણ ખરો.

ગાઢ નિંદ્રામાંથી ચમકીને જાગી જવાનો મેં ડોળ બતાવ્યો અને એક મીઠા સ્મીતથી નાગજીભાઇની શુધબુધને બેકથેના અખાતમાં મોકલી દીધી.

પ્રેમનું નાટક ભજવવું અને તે પણ આવા કફોડા સંજોગોમાં એ તો વાંચક, જેને વીતી હોય તેજ જાણે.।

“વ્હાલી, હવે [illegible] આજથી તું મ્હારીજ છે” એમ કહી મ્હારા પરવાળા [illegible] (લાલ રંગથી રંગેલા) અધરોષ્ટનું અમીપાન પીવા નાગજીભાઇ આગ[illegible] વધ્યા. ફક્ત એકજ ચુંબનની મઝા ! પાગલ બનેલા નાગજીભાઇએ ચુંમ્બન લેવા પોતાના મુખ પાસે મ્હારૂં મુખ લાવવા મ્હારા માથાનો અંબોડો પકડયો.

"અરે ! હાં હાં ! જરા તો શરમાઓ ! મારી બાળીને ખબર પડશે તો મને જીવતીજ સળગાવી મેલશે !" મેં કાતીલ નેણુ બાણુ મારી નાગણીબાહથી જરા દુર ખસી જઈ જેમ બને તેમ મીઠો અવાજ કાઢી કહ્યું.

મારો મધુર અવાજ સાંભળી તે ખીલ્યો તેને રગેરગે કામની જવાળા સળગી. મદન જવરથી તેનું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. તે મનુષ્ય મટીને મર્કટ બન્યો.

"અય દિલબર ! તારા જેવી શીખેલી, ભણેલી ગણેલી નવેલી નવોઢા નયનશરથી નેત્ર મણીને રીઝવવાને બદલે આમ શરમાય ! છટ નોન્સેન્સ !

"દિલબર મન હરનાર આ પ્રિયતમને ભેટી પડો,
આલિંગનો ચુંબન થકી દિલદાર કેરૂં મન હરો.
વ્હાલી ! રસીલી ! ચંદ્રવદની ! કમલનયની ! ઓ પ્રિયે !
વ્રુજ દાસ ઉભો સામને તેની તૃષા પુરી કરો."

નાગજી ભલે તેવો મુરખ હશે. પણ તે આવો શીઘ્ર કવિ પણ હશે તેની મને ખાત્રી ન હતી. તેનું જોડકણું વાંચી મેં સ્મિત હાસ્ય કર્યું.

"પ્રેમને પંથે પળતાં ઉતાવળ ના કરીએ.
નવોઢા નવેલીને મળતાં અધીરા ના થઈએ."

મેં પણ કવિતામાંજ વાત કરવા માંડી.

"ધન્ય છે, અય મારી મસ્તીખોર માશુક ! મારી રૂપસુંદરી મારા ખુનેજીગરની સૂર્યકુમારી ! તારા તેજસ્વી રૂપકિરણોમાંથી મા-

નૃપતિ મુંજ અને પૃથ્વીવલ્લભ પાકશે. તારા જેવી સૌભાગ્ય સુંદર દેવકન્યા મેળવી હું સંસાર લીલામાં શ્રીકૃષ્ણ સુદામાનો નાટક ભજવી જગતને વીરગર્જનાના પાઠ ભણાવીશ. અય મારી બંસરી-બાળા ! તું પાગલ ગણ કે મુર્ખ ગણ હવે તો તારા આ ગુલામને તારા અધરામૃતનું પાન કરાવ–સેવકને સ્વર્ગ સુખનો લ્હાવો ચખાડ—" નાગજીભાઇ નાટકી અદાથી બોલતા ફરી મારી પાસે આવી મારો હાથ પકડી ઉભા.

"બજ્જુ ! મને તો બા શરમ આવે છે !"

"અહા ! શું તારો નખરો ! અજબ છે તારો છણકો ! સુંદરી ! બંસરી ! બાળે ! મીનાક્ષીની ! સુમધુર ભીષીણી ! આવો, આવો, આ તરસ્યાને અમીરસ પાઇ તૃપ્ત કરો." હવે તે વીફર્યો. તેણે મારા ગળામાં હાથ નાખ્યો. તેનો હાથ મારા અંબોડા પર પડયો અને એ કામીએ મને ચુંબન લેવા માટે જોસથી નજીક ખેંચ્યો !

પરંતુ સુબ્હાન અલ્લાહ ! સત્યાનાશની કમબખ્તી ! તેના હાથના જોસથી મારી અંબોડાવાળી વીગ ભાઇશ્રીના હાથમાં રહી, અને મારૂં પોકળ ફુટી ગયું. મારૂં માથું બોડકું થઇ જવાથી નાગજીભાઇ ઠંડાગાર જેવા થઇ ગયા ! આ સમયનો તેનો ફોટો લેવા માટે ત્યાં કોઇ ફોટોગ્રાફર હાજર ન્હોતો તે ખરેખર કમનસીબી હતી. હું "બંસરીબાળા" એકદમ મરદ થઇ ગયો તેથી મને પણ શરમ આવી જરા ગભરાટ પણ છૂટયો—છેતરાયલો—નિરાશ થયલો કામી ગુસ્સે

થઇ મને મેથીપાક જમાડી દેશે એ ભયથી હું ત્યાંથી હુ બોકકે માથે મુઠીઓ વાળીને નાઠો.

ધડાક કરતો બારણું ખોલીને આગળ હું અને પાછળ મ્હારા પતિરાજ નાગજીભાઇના પગના ધમધમાટથી દાદર ગાજી રહ્યો. ત્યાં અરધે દાદરેજ મોટાભાઇ અને ભાભીને હસતાં હસતા ઉભેલાં મ્હેં જોયાં. એમની તરફ નજર પણ નહિ કરતાં હું તો સીધો મ્હારા રૂમ તરફ ધસ્યો અને રૂમનો દરવાજો અંદરથી બંધ કરી એકદમ આરામ ખુરશી ઉપર પછડાયો ! !

ત્યાર પછી શું થયું તેનું મ્હને ભાન નથી. પરંતુ પાડોસીઓ કનેથી પુછતાં સવારે ખબર મળી કે અમારા આખા કુટુંબને તેમજ અમારી એકોતેર પેઢીને સરસ્વતીથી નવાજતા આ "મસ્તીખોર માશુક"ના પૂરા પંદર કલાકના મ્હારા પતિરાજ શ્રીયુત નાગજી ડાહ્યાભાઇ રંગુનવાલા તેજ રાત્રીના બે વાગે પોબારા ગણી ગયા હતા.

રંગૂન જઇ એમણે તેમના પિતાશ્રીને આ વિતકની વાતો કહી હશે કે કેમ તે તો પ્રભુ જાણે ! પરંતુ એટલી તો હું ખાત્રી આપું છું કે તે દિવસથી એ મુર્ખ શિરોમણીએ ભણેલી ગણેલી અને જોબનના બહારમાં મહાલતી કોઇ "મસ્તીખોર માશુક" શોધવાના કસમ ખાધા હશે !

બંસીધર (કુંડલાકર)

# બબાની બા.

(હાથની ધરતીનું નામ ન દેવાથી થતી કચુંબરની રમુજી કહાણી.)

વાંચક, તું પરણેલો હોય, વિધુર હોય, યા વિવાહીત હોય યા વાંઢા અસોસીએશનનો પ્રમુખ યા મેમ્બર હોય છતાં પણ તું સમજી શકીશ કે મારે ઉપરનું મથાળું શા માટે લખવું પડયું ?

હા. હું કદાચ લખી નાખત કે મારા ગૃહિણીદેવી સરલા........ (અરે બૈરીનું નામ દેવાઇ ગયું) તો તું જરૂર મને "નફ્ફટ" યા "ફાટી ગયેલો" અથવા "ઉખડી ગયેલો" ધારત અને તેથીજ મેં એનું નામ ન લખતાં "બબાની બા" લખવાનું પસંદ કર્યું છે. પણ બબાની બાને" બોલાવવામાં કેવા ગોટાળા થઇ જાય છે તે નીચેના દાખલા ઉપરથી સમજાઇ જશે.

એક વખત હું અને મારો મિત્ર તેના સાસરે ગયા. તેની સ્ત્રીને મેં નજરો નજર જોઇ ન હતી. પણ તેની ઉમરનો અડસટ્ટો, ૧૭ કે બહુ બહુ તો ૧૮ વરસ હશે એમ મને લાગ્યું. તેનું નામ મણીબોરી હતું.

તેના સાસરામાં પગ મુકતાંજ ધુમાધુમ થઇ રહી. "ઓહો ! જમાઇરાજ આવ્યા."

"મણી જમની ? દમની ? રેવતી ? ચેતરી ? મણીના વર આવ્યા" એમ કહી મારા મિત્રની સાસુએ પોતાના જમાઇને ઓળખાવ્યા.

લગભગ બે કલાક પછી અમે જમવા બેઠા. પાટે બેઠા પછી મારા મિત્રના સસરાએ કહ્યું.

"મણી કંસાર લાવ."

મારા મિત્રની સાસુએ અબોટીયું પહેર્યું હતું અને લાજ કહાડી હતી. તેજ પીરસવા બેઠી હતી. તેણે કંસાર પીરસ્યો. હું તેનું મ્હોં જોઇ શક્યો નહિ. હું વિચારમાં પડ્યો કે 'આ મારો મિત્ર વીસ વરસની ઉમરનો છે અને આ તેની બૈરી તો ૩૫–૪૦ વરસની દેખાય છે' મને ખબર નહિ કે બૈરીનું નામ ન દેવાય તેથી તેના સસરાએ તેને "મણી"ના નામથી સંબોધીને બોલાવી હશે.

થોડીક વાર થઇ એટલે મેં ચોકસાઇ કરવા કહ્યું.

"ભાભી ! જરા દાળ લાવજો" એટલે તેની સાસુ દાળ પીરસી ગઇ. આથી મારી ખાત્રી થઇ કે ભાઇબંધ કજોડામાં છે મે તેને "ભાભી" કહી તે વખતે મારા મિત્રે મને કોણી મારી હતી. વળી તેના સસરા મુછમાં હસ્યા. પણ મને મેં કરેલા ગંભીર ગોટાળાની સમજ ન પડી.

જમી ઉઠયા બાદ મેં તેને અમે જ્યારે એકલા હતા ત્યારે પૂછ્યું.

"કેમ ભાઇ, જમતાં જમતાં સીધા ન હોતું રહેવાતું ? સાસરે વટ પાડતા હશે કેમ ?"

"અરે મુર્ખના સરદાર, તેં આજે ગંભીર ગોટાળો કર્યો છે. મારી સાસુ તારી ભાભી શી રીતે થાય ?

"એટલે ? કેમ વળી તારી વહુ મારી ભાભી ન થાય ? પીરસવા તારી સાસુ આવી હતી કે વહુ ? તારા સસરાએ ચોકખું કહ્યું હતું કે "મણી, કંસાર લાવ."

"અરે એ તો મારી સાસુ હતાં."

"હેં !" અમે બંને હસી હસીને થાકયા.

"ત્યારે તારા સસરાએ એમ કેમ કહ્યું કે "મણી, કંસાર લાવ ?"

"ત્યારે શું એમ કહે કે જમની (તેની સાસુ) કંસાર લાવ ?"

"અલબત, એમ ન કહે તો તારી વહુએ પીરસવા આવવું હતું."

"બેસ બેસ ડાહ્યલા ! આપણે બેઠા હોઇએ અને એ પીરસવા આવે કેમ ?"

"અલ્યા એ તે કોણ ?"

"તારી ભાભી."

"હા."

"લાલ સાલ્લાવાળી."

એવામાં ભૂલેચુકે તેની સાળી લાલ સાલ્લો પહેરી ત્યાંથી પસાર થઇ.

"આ તારી વહુ ?"

"અરે એ જે બેલને ! એ તો મારી સાળી થાય."

"ત્યારે એણે પણ લાલ સાલ્લો પહેર્યો છે."

"તેથી શું ?"

"આંધળે બ્હેરૂં કુટાય. નામ શું છે ? મંછા, જમના, કાન્તા, શાન્તા, કપીલા, કમળી મણી......

"એ એ" ઝટ લઇને તે બોલ્યો.

"શું એ એ નામ છે ?"

"ના છેલ્લું."

"છેલ્લું નામ કમળી."

"ના ના."

"ત્યારે બસી મરને."

"મ......

"મંછી ?"

"ના–મ–પછી ણી."

"મછીણી ? આ નામ તો આજેજ સાંભળ્યું.'

"ના.... ." તેણે આજુબાજુ જોયું અને ધીરેથી મારા કાનમ કહ્યું "મણી."

"ત્યારે કયારનો બોલતો કેમ ન હતો ?"

"વહુનું તે નામ દેવાતું હશે !"

"હા. હા. નહિ તો આ ગોટાળો તેં કર્યો એવો થશે."

વાંચક, બબાની બાને નામથી ન બોલાવવાથી થયેલો ગોટાળો નંબર વન.

*  *  *

એક દિવસે હું ઓફીસમાંથી ઘેર જવા તૈયાર થયો. એવામાં મારો પાડોશી આવ્યો.

"ભાઇ, જરા કિકાને કહેજો હું મોડો આવીશ. જમવાની વાટ ન જુએ."

હું તેને ઘેર ગયો અને તેના પાંચ વરસના બાળકને કે જે બહાર રમતો હતો તેને કહ્યું.

"ભાઇ, તારા બાપા મોડા આવવાના છે, માટે જમવાની વાટ ન જોશો."

છોકરો રમવાની લતમાં ભૂલી ગયો, અને જમીને સુઇ રહ્યો.

આઠ વાગ્યા, નવ વાગ્યા. દશ વાગ્યા, પણ મારો પાડોશી ઘેર ન આવ્યો. આથી તેની સ્ત્રીને ભય પેઠો અને ડરવા લાગી. બીચારીએ ખાધેલું પણ નહિ. બાર વાગ્યા. એ તો ઘણી ગભરાઇ ગઇ. નક્કી કંઇ અકસ્માત થયો હશે એમ ધારી રડવા લાગી.

એવામાં તેનો પતિ આવ્યો. પત્નીને રડતી જોઇ તે સમજ્યો કે કિકો સખ્ત માંદો થયો હશે. આથી તે સીધો ઉપર ગયો અને કપડા કહાડી નીચે આવ્યો.

"કેમ કિકો બહુ માંદો થઇ ગયો છે ?"

"ના."

"ત્યારે શું હતું કે તું રડતી હતી ?"

તમે અત્યાર સુધી આવ્યા ન હતા તેથી ચિંતા ન થાય ?"

"મેં કહેવડાવ્યું હતુંને કે હું મોડો આવીશ."

"અહિં તો કોઇ કહેવા આવ્યું નથી."

"ઠીક."

સવાર થયું. દાતણ કરતાં કરતાં તેણે વાત કહાડી અને મને કહ્યું.

"તમારે ભરોસે રહીયે તો આવુંજ કરો કે ?"

"કેમ ભાઇ ?"

"જાઓ જાઓ મારા સાહેબ ! એટલુંએ કીધું નહિ કે હું મોડો આવીશ ?"

"અરે શું વાત કરો છો ? કિકાને કહ્યું હતું."

"કિકાને કહેવાનું હોય ?"

"કેમ તમે કિકાને કહેલુંને ?"

"અરે એ તો સમજી લેવાનું કે એને કહેવાનું."

"હા હા-મેં પણ કિકાને કહેલું."

"અરે કિકાને નહિ તમારી બાબીને કહેવાનું."

"ત્યારે સાહેબ ! એમ કહેવું હતું."

"જાઓ જાઓ મારા સાહેબ."

વાંચક, આમાં ભુલ કોની ?

*   *   *

એક દિવસ પરગામથી મારી ફોઇનો છોકરો, તેની સ્ત્રી અને નાનો પુત્ર આવ્યા. છોકરો તેની માના ખોળામાં બેઠો. એવામાં કિકાની માએ બુમ મારી ? " કિકા ?"

બીજી રૂમમાં હું અને કિકાના બાપા બેઠેલા હતા.

"કિકા" સાંભળી તે વાત અધુરી મુકી ઉભો થયો.

"એ તો તમને નહિં કિકાને બોલાવે છે" મેં તેને કહ્યું.

"ના, ના મને બોલાવે છે' કહી તે તેની પત્ની પાસે ગયો. હું પણ તેની પાછળ ગયો.

"કેમ ?" તેણે પૂછ્યું.

"કાલ જવાનું છે."

"કેમ ભાભી ! કિકાને બોલાવ્યો હતો કે મારા ભાઇને ?" હું વચ્ચે પુરાયો.

"એમને."

"કોને ?"

"તમારા ભાઇને."

"ત્યારે "કિકા" કહીને કેમ બુમ મારી ?"

"ત્યારે શું કહું ?"

"કેમ વળી પતિને કયા નામથી સંબોધવા તે નથી જાણતા ?"

"ના જી. સંભળાવો."

"સાંભળો, નાથ, પ્રાણપતિ, પ્રિયતમ પ્યારા વહાલા, આંખના તારા, શીરતાજ, હૃદયાધીશ, હૃદયેશ્વર મુકુટમણિ, સૌભાગ્યચંદ્ર......

"બહુ થયું હવે......તમારી વહુને શિખવાડજો."

"પણ ભાભી, આવી ભૂલ ન કરીએ. તમે "કિકા" કહીને મારા ભાઇને બુમ મારી તો કોઇ અજાણ્યો એમ ધારે કે મારા ભાઇ તમારા પુત્ર......

"આ શું કચુંબર બાફો છો ?"

"તમેજ બાફ્યુ છે. કિકાને બદલે "તમારા ભાઇને મોકલો" એમ કહ્યું હોત તો પણ ઠીક ! આ તો "કિકા ?......

"બધ રહેવા દે—તારી વહુ આવે ત્યારે જોઇશું." મારા પિત્રાઇ ભાઇ વચ્ચે બોલી ઉઠયા.

ભોગજોગે તેજ દિવસે સરલા પિયેરથી આવી.

"પ્રિયતમ."મારી પત્નીએ રણકાર કર્યો.

"શું કહે છે સરલા ?"

"જમવા પધારો."

અય વાંચક ! તે વખતે પેલી બબાની મા અને બબાનો બાપ તો મ્હોડું પ્હોળું રાખી ઉભા રહી ગયા.

"આ તો કહેતો નથી પણ કરી બતાવે છે" તેઓ મનમાં બોલ્યા.

વાંચક, કયા શાસ્ત્રમાં પતિએ પત્નીનું નામ કે પત્નીએ પતિનું નામ ન દેવું એવું લખ્યું છે ? કોઇ પણ શાસ્ત્રમાં મનાઇ નથી કરી પણ બૈરક શાસ્ત્ર ઉર્ફે મહિલા પુરાણમાં લખ્યું છે અને તે શાસ્ત્રના સિદ્ધાંતે આપણે પુરૂષો ઘસડાઇએ છીયે.

ચાલુ સદીમાં આપણે સ્નેહલગ્ન—પુનર્લગ્નની છુટ આપવા કમર કસી છે તો પછી આપણે "બબાની બાને" ખરા નામથી કેમ ન બોલાવીએ ! અને "બબાની મા" તેના પતિને "વ્હાલા—જીગરના તારા—" એમ કહીને શા માટે ન બોલાવે ?

બી. જી. સી.

૨૫

# વિચિત્ર ચોર.

( એક અજબ રસીલી ટુંકી વારતા. )

૧

"હેલ્લો! મદન! આજ મ્હોં છુપાવીને બેઠો, નહિ પાલવેજી! Get up. જલ્દી કર." સ્નેહવદન દિવાનખાનામાં પ્રવેશ કરતાં બોલ્યો.

"પણ છે શું? શાનો બરાડા પાડી મરે છે! જરા બસી મરને." મદને અભ્યર્થના કરી.

"You old fool! મેરેજ નક્કી થયું તેની મીજલસ આપવાની વાત તો કરતો નથી અને—"

"હેલ્લો! મી. સ્નેહવદન સ્નેહસદનમાં પધારી ચુકયા છે ને શું!" ચંદ્રવદન દાખલ થતાં બોલ્યો.

"આવો, આવો, ચંદ્રવદન! હું તમારીજ રાહ જોતો હતો." મદન બોલ્યો.

"કેમ આજ કંઇ અમારીજ રાહ જોવાતી હતી?"

"વાત એમ છે—" સ્નેહવદને ચલાવ્યું "કે શ્રીમાન મહાશય મદનરાજ હવે બે પગવાળા મટીને ચારપગવાળા થવાના છે. તઇયારી થઇ રહી છે અને તેની ખુશાલીમાં ચહા પાણી સાથે કૃષ્ણ સીનેમાની પાર્ટી પણ નક્કી થઇ ચુકી છે."

"ઓહો! ત્યારે તો ઉપડીજ ગયાં. અરે કાકી! ઓ કાકી તારા મોટાભાઇના લગ્ન છે ને તું આમ છુપાતી ફરે છે? લ્હા લ્હા લાવ તો ખરી?" ચંદ્રવદને જ્યોતિને બુમ પાડતાં કહ્યું.

જ્યોતિ મદનની ભત્રિજી હતી. તેની ઉમર બાર વર્ષની હતી, હજી અવિવાહિત હતી, તેની ચપળતા તથા નમ્રતાથી મદનના મિત્રો તેને અત્યંત પ્રેમથી ચ્હાતા હતા. હાથમાં ચ્હાના પ્યાલા લઇ જ્યોતિ હોલમાં દાખલ થઇ. સ્નેહવદન ઉઠી બારણા તરફ ચાલ્યો.

"આ સ્નેહ કાકા તો બડા આડા છે, જરા વાર લાગે તો રીસાઇ બેસે છે." જ્યોતિ ભવાં ચઢાવતાં લાડમાં બોલી.

"અને હું?" ચંદ્રે પુછ્યું.

"તમે તો ઘણાજ ઘણાજ શાણા. પણ ચંદ્રકાકા! તમારા લગ્નમાં—"

"હા હા જરૂર લઇ જઇશ. તું તો પહેલી. પણ હવે તારા મદનકાકાનું તો પહેલું પતાવ."

સ્નેહ આવી ખુરસી પર બેઠો.

"કેમ! વગર મનાવે આવ્યા?" જ્યોતિયે ટકોર કરી.

"ત્હારા મનમાં, કે કાકા રીસાયાનો એક પ્યાલો ચ્હા વધુ મળે; પણ એ આશા ના રાખતી હોં કે?" હું તો સાઇકલ અહીંથી દેખાય તેમ મુકવા ગયો હતો કે કોઇ લઇ ન જાય."

"વેલ! મદન! લગ્નમાં કીકીને શું આપીશ?" ચંદ્રે પુછ્યું.

"મારે તે વળી આપવાનું હોય?"

" કેમ નહીં ?"

" જે આપવાનું હોય તે બધું તમારે."

" વાહ. જો, કેવો માથેથી ભાર ઉતારે છે ? જોયું કીકી ! સાંભળ્યો કાકાનો જવાબ ? તું તો કાકા કાકા કરી મરે છે."

" એમાં ખોટું શું કહ્યું ?" જ્યોતિ બોલી. એ લાવે તો તમે કહેશો કે આવું શું લાવી આપ્યું. તેથી તમારાજ ઉપર નાખ્યું છે. કે તમે તમારી મરજી મુજબ લાવી આપો."

" કીકી છેતો પાકી મદન ! તને પણ પી જાય એવી છે," સ્નેહ બોલ્યો.

" અરે આ કોઇ સાઇકલ લઇ જાય " કીકીએ એકદમ બુમ પાડી.

ચારે જણ બહાર જઇ જોવા લાગ્યા તો એક ભદ્ર યુવક જાણે પોતાનીજ સાયકલ હોય તેમ લઇને ધીમેથી ચાલતો હતો. બધાએ તેને પકડયો. તે યુવક શાંત ચિત્તે જાણે કંઇ બન્યુજ ન હોય તેમ શાંત ચિત્તે ઉભો રહયો.

બધા ઉપરા ઉપરી અનેક પ્રકારના પ્રશ્નો કરવા લાગ્યા. કોઇ તેને પોલીસને સોંપી દેવાની સલાહ આપવા લાગ્યું. તો કોઇ તેને ટાઢા ઉના મેથીપાકના લાડુ જમાડવાની ભલામણ કરવા લાગ્યું. એટલામાં સ્નેહવદને મદનના કાનમાં કહ્યું:—

" અરે ! આ યુવક તો અમારી સાથે M. A. કલાસમાં છે."

" હેં એમ. એ. નો અભ્યાસ કરનાર આવું કામ કરે એ આજે

સાંભળ્યું." મદન આશ્ચર્ય પામતો બોલ્યો. પછી તે યુવક તરફ ફરી પુછવા લાગ્યો:-

"મહાશય! તમે જાણો છો કે આ સાયકલ તમારી નથી?"

"હા."

"જાણવા છતાં આમ ચોરી છુપીથી લઇ જાઓ છો?"

"જરૂરીઆત બહુ બુરી ચીજ છે."

"એટલે?"

"એટલે એ કે જે કામ માટે હું સાયકલ લઇ જતો હતો તે કામ વિલંબ થતાં બગડી જાત અને મારી જીંદગી ખરાબ થાત. તેથી રસ્તે ચાલતાં સાયકલ જોઇ આવશ્યકતા પુરી કરવાની લાલસા થઇ આવી" યુવક જવાબ દેતો હતો છતાં તેના ચ્હેરા પર નિર્ભયતાની છાપ સ્પષ્ટ જણાતી હતી.

"આવા ખાનદાન થઇને આવુ કામ કરવા તઇયાર થયા? છી છી છી હવેથી એવું ન કરશો." જ્યોતિ યુવકને સંબોધી બોલી. યુવક પ્રશંશમાન દ્રષ્ટિએ તેના તરફ જોઇ રહ્યો. જ્યોતિએ મદનને કહ્યું. "કાકા! જવાદો એમને. હવેથી એ એવુ કામ નહી કરે.

"અવશ્ય, નહીજ કરૂં." યુવક બોલ્યો.

"તું જામીન થતા હઇશ નહી કે? ચંદ્રવદન બોલ્યો.

"હા. જરૂર." યુવકના સામે જાણે તેણે ભવિષ્યમાં આવું કાર્ય ન કરવા વિનવતી હોય તેવા ભાવથી જોતાં બોલી. "હું જામીન."

"ત્યારે હું જઇ શકું છું?" યુવકે પુછ્યું.

"જાઓ. પણ યાદ રાખજો કે હવે પછી–" મદન વાક્ય પુરૂં કરે તે પહેલાં યુવકે ચાલવા માડ્યું તે જોઇ જ્યોતિ બોલી: પણ તમારૂ તે કામ શું હતું? આવશ્યકતા શી હતી તે તો કહો?"

"મારે દશ રૂપીઆની આવશ્યકતા હતી." યુવક બોલ્યો.

જ્યોતિએ દયામણે મુખે કાકા સામે જોયું. જ્યોતિપર મદનનો ઘણોજ સ્નેહ હતો. તેણે ખીસ્સામાંથી દશની નોટ કાઢી જ્યોતિને આપી. જ્યોતિએ તે યુવકના હાથમાં મુકી. યુવક ચાલ્યો ગયો.

૨

"જ્યોતિ! અરે જ્યોતિ! આ તારા સ્નેહવદન કાકા પાસ થયા. વધામણી તો આ." મદન જ્યોતિને બોલાવતાં બોલ્યો.

"સાચુ? સ્નેહ કાકા! હવે એમને અભિજ્ઞાન શકુંતલા અપાવો. હાં વળી."

"જરૂર કીકી? જરૂર અપાવીશ. હાં પણ એક વાત તો ભુલીજ ગયો. કીકી! પેલો ચોર કે જેને માટે તું જામીન થઇ હતી તે પણ પાસ થયો છે."

"સાચી વાત!"

"હા. પાસ તો પાસ. પણ સહુથી પ્રથમ."

"જ્યોતિની આંખમાં હર્ષના આંસુ આવ્યા. તે બોલી: બિચારાને પોલીસમાં સોંપી જેલમાં નખાવ્યો હોત તો શી દશા થાત!"

જ્યોતિ પોતાની માને આ શુભ સમાચાર કહેવા દોડી ગઇ. ક્ષણ પછી મદને સ્નેહને પુછ્યું:—

"વારૂં! એ તો ઠીક. પણ એને દશ રૂપીઆની એવી શી આવશ્યકતા પડી હતી કે ચોરી કરવા તઇયાર થયો હતો?"

"વાત એમ છે." સ્નેહ કહેવા લાગ્યો. "કે એ છે એક જમીનદારનો એકનો એક છોકરો. અહીં આવ્યા પછી તે એક નટીના પંજામાં સપડાયો. નટીએ પણ એને ભુલાવામાં બાકી ન રાખી. ઘેરથી આવતા તમામ પૈસા નટીની તીજોરીમાં જવા લાગ્યા. છેવટે નટીના ત્રાસથી ચોરી કરતાં શીખ્યો આખરે કંટાળ્યો. અને દેશમાં નાસી જવાનો ઇરાદો કરવા લાગ્યો. પણ હાથમાં પૈસા નહિ. શું કરે? આ દશ રૂપીયા લઇને એ સીધો દેશમાં ચાલ્યો ગયો હતો. છોકરો ઘણોજ લાયક શાન્ત, ભણવામાં પણ એવો, છતાં કોણ જાણે કેમ કે નટી પાછળ દીવાનો થઇ ગયો હતો. નટીએ કંઇ કામણ કર્યું હતું એમ કહેવાય છે. પણ હવે સુધરી ગયો છે."

દિવસ પર દિવસ જવા લાગ્યા. જ્યોતિની ઉમ્મર પંદર વરસની થઇ. તેનાં માતા પિતા તેના લગ્ન માટે તજવીજમાં પડ્યાં. જ્યોતિનો

અભ્યાસ મેટ્રિક સુધી થયો હતો. આગળ ભણાવવાની તેના પિતાની મરજી હતી. પરંતુ તેની માતાની અનિચ્છા આગળ તેના પિતાને નમ્યું આપવું પડ્યું હતું. ઘણા ઠેકાણાં જોયાં પરંતુ જ્યોતિના પિતાના ધ્યાનમાં વર કે ઘર કંઈજ આવતું નહી. આખરે એક દિવસ જ્યોતિના મામા અનિલનો કાગળ આવ્યો. તેમાં તેણે કરશાહીના જમીનદારના છોકરાના છોકરા માટે ઘણી પ્રશંશા કરીને ખાસ ભલામણ કરી હતી કે આવો વખત ફરી નહિ આવે. ઘર તેમજ વર બંન્ને સારા છે. છોકરો ડેપ્યુટી કલેકટર છે. હજી સુધી નકી કર્યું નથી. તેના મા બાપ ઘણુ સમજાવે છે પણ તે માનતો નથી. છેવટે તેના માબાપ દ્વારા ઘણું દબાણ કરાવ્યું છે. અને મારી પાસેથી જ્યોતિનો ફોટો હતો તે જોવા મોકલ્યો છે. દરેક વખતે તે તેના પિતાને ના ચોખ્ખી લખતો. પરંતુ આ વખત ફોટો મળવા છતાં કંઇ જવાબ નથી આપ્યો. તેથી સોએ સો ટકા આશા છે. આ કાગળ મળતાં તરત તમે અહીં આવો અને આપણે જાતે જઇને જમીનદાર મહાશય સાથે નક્કી કરી નાંખીએ. એ છોકરો પણ આજકાલમાં અહીં આવે એમ છે.

જ્યોતિના પિતા તરતજ તૈયાર થઇ પોતાના સાળાને ત્યાં ગયા. ત્યાંથી જમીનદાર મહાશયને મળી વાત કરી. છોકરાને જોયો. જોવા દેવાનું નક્કી કરી પાછા ફર્યા. જમીનદાર મહાશયે પણ અઠવાડીયામાં આવી કન્યા જોઇ જવાનું વચન આપ્યું.

વચન મુજબ જમીનદાર આવી કન્યા જોઇ, ખુશી થયા. લગ્નનું મુહુર્ત પણ તેજ ક્ષણે નક્કી થયું. બંન્ને પક્ષ મહાસમારંભની તઇયારી કરવા લાગ્યા.

( ૩ )

આજ જ્યોતિનો વિવાહનો દિવસ છે. ચારે તરફ દોડ-ધામ મચી રહી છે મદનના તમામ મિત્રોને કંકોત્રી લખાઇ ગઇ છે ચંદ્રવદન તથા સ્નેહવદન પણ આજ આવનાર છે. જ્યોતિની સખીએ વરનાં વખાણ કરી વારંવાર જ્યોતિને ચીઢવે છે. વરે પણ વખાણને પાત્રજ છે. સાંજના ચાર વાગી ગયા છે પરન્તુ સ્નેહવદન ન આવવાથી મદનનું મન કાંઇક ઉદ્વેગમાં છે એટલામાં સ્નેહવદનનો તાર આવી પહોંચ્યો કે "ગાડી ચુકી જવાથી રાતની દશની ટ્રેનમાં આવીશ."

જોત જોતામાં જાન આવી પહોંચી. પ્રાથમિક સત્કાર વિધિ થઇ ગઇ. લગ્નનું મુહૂર્ત નજીક આવતાં રૂઢી મુજબ સર્વ ક્રિયા થવા લાગી. વરકન્યા પણ ચોરીમાં બેઠાં. પરસ્પર મુખદર્શનનો સમય આવ્યો. ગોર બોલ્યાઃ—"કાંઇ પણ શરમ રાખ્યા વિના પરસ્પર મુખ જોઇ ઓળખી લ્યો."

વરકન્યાની નજર એક થઇ. ઓચિંતી જ્યોતિ બોલી ઉઠી "ચોર ચોર."

ચારે તરફ હોહા થઇ રહી. ચોર ક્યાં છે? કોણે દીઠો, કોણે બુમ પાડી? અહિં શોર બકોર થઇ રહ્યો. સૌ સૌના દાગીના, કપડાં, ખીસાં તપાસવા લાગ્યા. ઘરમાં પણ તીજોરીની ચાવીઓ સંભાળવા લાગી. જ્યોતિ બોલતાં બોલી ગઇ, પરન્તુ તેના મનમાં કાંઇ કાંઇ તર્ક થવા લાગ્યા.

"ખરેજ એ ચોર નહિ હોય તો શું થશે? અરેરે! હું કેવી મુર્ખી? વગર વિચાર્યે આવો ગોટાળો કરી મુક્યો! એ પોતાના મનમાં શું ધારશે! છીઃ છીઃ આ મેં શું કર્યું!"

વર શાન્ત ચિત્તે થોડીવાર બેસી રહ્યો. પછી આ બધી ગડબડનો લાભ લઇ ધીમેથી જ્યોતીને સંબોધી બોલ્યો "ચોરને પરણશો કે ચોર ચાલ્યો જાય ?"

જ્યોતિ ખીસીઆણી પડી ગઇ. જેમ તેમ કરી તે બોલી! "મારી ભુલ થઇ ગઇ. મનમાં ન લાવશો."

જ્યોતિનો પ્રત્યુત્તર સાંભળી વર મૃદુહાસ્ય કરી નજીક ઉભેલી જ્યોતિની એક સખીને કહેવા લાગ્યો:—

"અસલના જમાનામાં વર કન્યાને ચોરી કરી લઇ જતો. અને આજ પણ આ એક જાતની ચોરી જ છે, તેથી કન્યા એમ બોલી: એમાં ગભરાવાનું કાંઇ કારણ નથી."

વાત ધીમે ધીમે કન્યાનાં માબાપના જાણવામાં આવી. બધાં શાન્ત થયાં. ગોરે વખત થઇ જવાથી જલ્દી જલ્દી લગ્નક્રિયા પુરી કરી.

જમવાનો સમય થયો. એટલામાં સ્નેહવદન આવી પહોંચ્યો. મદન સ્નેહને લઇ વરની મુલાકાત કરવા ગયો. વરને જોઇ સ્નેહવદન એકદમ તેનો હાથ પકડી બોલી ઉઠયો:—

"હેલ્લો ! ચંદ્રવદન ! તું ?"

"હા ભાઇ ! હું જ છું. મારા જામીનના જીવનની જામીનગીરી માથે લેવા આવ્યો છું."

સ્નેહ તથા મદન ચંદ્રવદનને મદનના ખાનગી ઓરડામાં લઇ ગયા. સ્નેહવદન જ્યોતિનું કાંડુ પકડી ત્યાં લઇ આવ્યો અને બોલ્યો: "ફીફી !

હવે તારી જામીનગીરી છુટી ગઇ, અને બદલામાં ચોરે તારી જીંદગીની જામીનગીરી લીધી. કેમ ઠીક ને!"

ચારે જણ હસી પડયા. જ્યોતિ એકદમ ત્યાંથી દોડી ગઇ. જતાં જતાં બોલી:- "જાઓ! તમે બધા બહુ ખરાબ છો."

ઉઠાવગીર.

---

# કામરૂદેશની સફરે.

વિજયાદેવી ઘણાં પ્રભાવશાળી વ્યકિત છે. તેમના પ્રભાવ આગળ મોટા મોટા વિદ્વાનો પણ ગોથાં ખાય છે. તેઓએ આટલો પ્રભાવ શાથી મેળવ્યો હશે, તેનો વિચાર મને દરેક પળે આવતો, અને તેથી તેમની સાથે પરિચય વધારવાથી મને ખબર પડી કે તેઓ કામરૂ-દેશનાં વતની છે. કામરૂદેશનું નામ સાંભળતાંજ મને તે જોવાની ઉત્કંઠા થઇ આવી તેથી ગમે તે પ્રકારે પણ મને ત્યાં લઇ જવાની મેં તેમને વિનંતી કરી.

"ત્યાં જવાની શરતો ઘણી આકરી છે. તમારાથી નહિ પળાય' દેવીએ કહ્યું.

"કોઇ પણ ભોગે હું શરતો પાળીશ. પણ મને ત્યાં લઇ જાઓ. મારી ઉત્કંઠા હું દબાવી શકતો નથી." મેં કહ્યું.

આખરે તેઓ કબુલ થયાં. નક્કી કરેલે દિવસે તેમણે મને એક પ્યાલામાં કાંઇ પ્રવાહી આપી પી જવા કહ્યું. પ્રવાહી પીધા પછી તરતજ મને દુનીઆ ચક્કર ચક્કર ફરતી લાગી, અને મેં મારૂં ભાન ગોયું.

મને જ્યારે ભાન આવ્યું ત્યારે હું ખરેખર વિજયા દેવી સાથે ખુદ કામરૂદેશના પાયતખ્તના એક ભવ્ય રસ્તા ઉપર ચાલતો હતો ! આજુબાજુ જોતાંજ મારી અક્કલ બહેર મારી ગઇ. દરેક ઠેકાણે સ્ત્રીઓ કામ ઉપર લાગેલી હતી—દુકાનોમાં, હોટલોમાં, ગાડી હાંકવામાં

મોટર ચલાવવામાં, ટ્રામના કંડકટર તરીકે, જ્યાં જુઓ ત્યાં સ્ત્રીઓજ સ્ત્રીઓ ! પુરૂષ તો જવલ્લેજ નજરે પડતો ! અને તે પણ આપણે અહીં સ્ત્રીઓ જેમ બીકથી જોતી ચાલે છે તે મુજબ બીકથી આમ તેમ નજર નાંખતો ! કામરૂદેશ વિષે મેં જે ઉડતી વાતો સાંભળી હતી તે ખરી લાગી. ફેર માત્ર એટલોજ કે અહીં સુધારાનો પવન વાઇ ચુકયો હતો. દુકાનના પાટીયા પર નજર નાંખી તો ત્યાં લખેલા નામ વાંચી મારૂ હૃદય ચડકી ગયું. પાટીયાના કેટલાક નમુના નીચે મુજબ છે:—

Mrs. Lilibai & Daughters (આપણે ત્યાં & Sons લખાય છે તેથી ઉલ્ટુ !) Savita & Sisters (આપણે ત્યાં & Brothers લખાય છે તેથી ઉલ્ટુ !)

મીસીસ રૂક્ષમણી ચંદનગૌરીની કું. વિગેરે.

મેં અજાયબ થઇ વિજયાદેવીને પ્રશ્ન કર્યો. “દેવી આવા પ્રકારના પાટીયાં કેમ છે.” “ધીરેથી બોલો. જુઓ બધી સ્ત્રીઓ તમારા તરફ ડોળા ઘુરકાવતી જોઇ રહી છે. કારણ તમે પરદેશી તરીકે જણાઇ આવો છો. પુરૂષ જાત તરફ તેઓને ઘણોજ તિરસ્કાર છે. અહીં વારસ મોટી છોકરી ગણાય છે. અને મિલ્કત બીજી છોકરીઓ વચ્ચે વહેંચવામાં આવે છે. છોકરાને તો ફકત લગ્ન પ્રસંગે કપડાં કે જણસ આપી હોય તેજ વળી કોઇ કોઇ વખત છોકરો સાસરેથી આવે ત્યારે દશ પંદર રૂપીઆની મતા લઇ જાય !”

“છોકરો સાસરેથી આવે ? શું કહો છો દેવી ?”

"ખરી વાત છે. અહીં લગ્ન પછી છોકરો સાસરે જાય છે. અને તેને ત્યાંજ જીંદગી સુધી રહેવું પડે છે. પોતાના મા બાપથી જીંદગીભર છુટા થવાનું હોય છે. સાસરેથી રજા મળે તો બાકી કોઇ કોઇ વખત આવીને મળી જાય. વળી મા બાપ અહીં છોકરાને પેર પાણીનો છાંટો પણ ન લે. તેનું અન્ન માટી બરાબર ગણે છે."

અજાયબીમાં પરંપરામાં ગરક થતો હું આગળ ચાલ્યો. સુધારો અહીં એટલો બધો આગળ વધેલો કે ઘણી ખરી સ્ત્રીઓએ યુરોપની કેટલીક સ્ત્રીઓની માફક વાળ કપાવી છોકરાઓના જેવા વાળ રાખ્યા હતા. અને ખુલ્લી રીતે સીગારેટ પીતાં પણ તેઓ અચકાતી ન હતી! છેક આગળ જતાં એક મોટું ટોળુ અમારા જોવામાં આવ્યું. નજીક જતાં માલુમ પડયુ કે બે સ્ત્રીઓ વચ્ચે મારામારી થતી હતી. અને બીજી આજુબાજુ તમાસો જોતી હતી. તેમની લઢવાની રીતભાત અને ધૃણાજનક શબ્દો આપણા મુંબઇના દાદાઓને પણ ટપી જાય તેવા હતા. દેવીએ વધુ ન બોલવાની મારી સાથે અગાઉથી શરત કરેલી હોવાથી હું મુંગે મોઢે તેમની પાછળ ચાલ્યો. ત્યાંથી આગળથી પસાર થતી એક ટ્રામ અમે પકડી, અને તેમાં અમે બેઠાં, ટ્રામમાં ટીકીટ લીધા પછી ટીકીટ ચેક કરનારી ઓફીસર આવી. તેનો રૂવાબ ઓરજ હતો. વાળ કપાવી વચ્ચેથી સેંથો પાડેલો, હાથમાં પંચ કરવાનું મશીન, અને મોઢામાં સીગારેટ, તે બધાની ટીકીટો ચેક કરી અને ચાલતી ટ્રામે વીજળીની ઝડપથી ઉતરી ગઇ!

વિજયાદેવીએ મને કહ્યું. "આપણે સુભદ્રા બ્હેનને ત્યાં જઇએ

છીએ. તેઓ અહીંની કોલેજના લેકચરર છે. તેમની સાથે તમને મુલાકાત કરાવું."

આવી વિદ્વાન રમણીની મુલાકાત થશે તેથી આનંદ પામતો હું તેમની પાછળ ટ્રામમાંથી ઉતર્યો. અમે એક મોટા મકાન આગળ આવી પહોંચ્યાં. અંદર દાખલ થતાંજ અમને સુભદ્રા બ્હેન સામા મળ્યા.

" ઓહો, કોણ વિજયા બ્હેન ! કયારે આવ્યા ? પેલા જંગલીઓ હવે ઠેકાણે આવ્યા કે નહિ ?"

આજેજ આવી બ્હેન, ભાષણોદ્વારા મેં મારૂં બનતુ કર્યું છે. પણ એક સૈકો ગયા વગર ત્યાંની સ્ત્રીઓને સ્વતંત્રતા મળે તેમ લાગતુ નથી."

હું તરત સમજ્યો કે " જંગલી " શબ્દની ઉપાધી કોને માટે હતી:

" આ ભાઇ ત્યાંથીજ મારી સાથે આવેલા છે." વિજયાદેવીએ કહ્યું " તેઓ સ્વતંત્રતાના હિમાયતી છે. અને આપણા દેશનો અભ્યાસ કરવા આવેલા છે."

મેં સુભદ્રા બ્હેન તરફ માથું નમાવ્યું. તેમને પણ માથુ નમાવી સામો જવાબ વાળ્યો અને ઘરના અંદરના ઓરડા તરફ જોઇ બુમ મારી:

" ચંપક સાદડી લાવીને પાથર, અને ઝટ ત્રણ પ્યાલા ચા કરી લાવ."

ચંપક શબ્દ સાંભળી મેં ધાર્યું કે તે કાંતો તેમનો પુત્ર હશે અથવા તો નોકર હશે. પણ ચંપકે જ્યારે બહાર આવી સાદડી

પાથરી ત્યારે મને ખાત્રી થઇ કે તે તેમનો પુત્ર તો નજ હોય. સુભદ્રા કરતાં બે ચાર વરસે નાનો દેખાતો તે પાકટ ઉમ્મરનો ગૃહસ્થ હતો. પાછળથી વિજ્યાદેવીએ મને કહ્યું કે તે સુભદ્રા બ્હેનના પતિ હતા! સાદડી ઉપર બેસી અમે જરા વાતોમાં વળગ્યા એટલામાં સુભદ્રાની મોટી પુત્રી કુદતી કુદતી હાથમાં છાપુ લઇને આવી. અહીનુ પેપર પણ કંઇ જુદી તરેહથી નીકળતું હશે, જાણી મેં તે માંગી વાંચવા માંડયું. બે ત્રણ પાનાં ઉથલાવ્યા પછી નીચેનો ફકરો મારી નજરે પડયો.

### કાન્તા સ્ટ્રીટમાં ગુંડીઓનો ત્રાસ.

અત્રે કાન્તા સ્ટ્રીટમાં આવેલી એક નાની ગલી આગળ થઇને એક સત્તર વરસનો યુવાન પસાર થતો હતો, તેવામાં અચાનક પાછળથી ત્રણ ગુંડીઓએ આવી તેના ઉપર આક્રમણ કરી તેનું હરણ કર્યું છે. હજી સુધી તેનો પત્તો નથી. પોલીસનાં ઇન્સ્પેક્ટર મીસીસ. જોખમા ચાંપતી તપાસ ચલાવે છે!

ઠીક. અહીં ત્યારે પુરૂષોના હરણ થાય છે! આતુરતા મનમાંજ દબાવી છાપુ મેં સુભદ્રાદેવીની રજા લઇ ખીસ્સામાં મુકયું. ચંપકલાલ ચ્હા કરી લાવ્યા તે અમે પીધી. એટલે તેઓ પ્યાલા લઇ ગયા. અંદરના ઓરડામાંથી પ્યાલા માંજવાનો અવાજ સંભળાવા લાગ્યો. કેટલીક આડી અવળી વાતચીત કરી અમે રજા લીધી.

બહાર રસ્તા ઉપર આવ્યા ત્યારે સામેથી એક વરેઘોડો આવતો હતો. તે જોવા અમે ઉભા. વાજાં બીઓ વગાડતી હતી અને સાજન

પણ સ્ત્રીઓનુજ બનેલું હતું, વરઘોડો નજીક આવ્યો, એક સુસજ્જિત ઘોડા ઉપર કીમતી જરીના પોશાક પહેરી એક ૬૫ વર્ષની બુઢ્ઢી બેઠી હતી. તેનાં વાળ તદન સફેદ થઇ ગયા હતા. અને ચહેરા ઉપર કરચલીઓનો સુમાર ન હતો. મુશ્કેલીથી તે ઘોડા ઉપર બેઠી હતી.

"આ કોણ? દેવી!" મેં વિજ્યાદેવીને પુછ્યું.

"એજ પરણનાર! અહીં વરને બદલે કન્યા પરણવા જાય એવો રીવાજ છે!"

"એવો રીવાજ હોય તો તો ઠીક, પણ આ તો બુઢ્ઢી છે. કન્યા નથી!"

"એ તો ચોથીવારનું લગ્ન છે. તમારે ત્યાં જેમ બુઢ્ઢાઓ ૬૦–૭૦ વર્ષે પરણી બાળકીઓના ભવ બગાડે છે, તેમ અહીં આ બુઢ્ઢી ચોથીવાર અગીઆર વરસના છોકરા સાથે લગ્ન કરવા જાય છે બુઢ્ઢી મરી જશે તો છોકરો રાંડશે. પછી રાંડેલા છોકરાથી ફરી પરણાય નહી. વિધુરના માથાનું મુંડન કરવામાં આવે છે. તેને વાળ રાખવા દેવામાં આવતાં નથી, અને કાળા વસ્ત્રજ પહેરાવવામાં આવે છે. પરાઇ સ્ત્રી સાથે વાત કરવાની બહુ છુટ અપાતી નથી. અને એક વરસ ખુણો પાળવો પડે છે!"

મારાથી વધુ સાંભળી શકાયું નહી. હિન્દની કરોડો વિધવાઓની દશા મારી નજર આગળ તરવરવા લાગી. એટલામાં વિજ્યાદેવી બોલ્યાં.

"તમારે અહીંના રાણી સાહેબની મુલાકાત લેવી છે ? અહીં રાજા હોતો નથી. રાણીજ રાજ્ય ચલાવે છે. તેના મરણ પછી તેની મોટી પુત્રી ગાદી ઉપર આવે છે. અને રાણીને પુત્રી ન હોય તે કોઇ છોકરીને દત્તક લઇ ગાદીએ બેસાડે છે."

"ચાલો અહીં આવ્યા છીએ તો રાણીને તો મળીએ. કંઇ વધુ જાણવાનું મળશે." મેં જવાબ આપ્યો. ત્યાંથી અમે સીધા મહેલ તરફ ચાલ્યા. મહેલ બહાર ભરેલી રાઇફલ સાથે સ્ત્રીઓની એક ટુકડીનો પહેરો હતો. વિજ્યાદેવીએ પોતાનું કાર્ડ એક સ્ત્રી સાથે અંદર મોકલાવ્યું, કે તરતજ અમને સામા લેવા રાણીની ખાનગી સેક્રેટરી આવી વિજ્યાદેવીના નામનું આટલું બધું જાદુ કેમ હશે. તે પાછળથી જણાયું કે તેઓ સ્ત્રી સનમાનનો ઉપદેશ કરવા દેશેદેશ ફરતાં હતાં.

અમને એક મોટા દિવાનખાનામાં લઇ જવામાં આવ્યાં, મખમલ જડીત એક ખુરસી ઉપર લાંબા ટાંટીઆ કરી, સીગારેટના ધુમાડા કાઢતી રાણી બેઠી હતી. અમને જોઇ હસીને આવકાર આપ્યો. મે મારૂં ત્યાં આવવાનું કારણ બતાવ્યું તે સાંભળી તે ઘણી ખુશી થઇ.

"તમે અહીંની રીતભાત તો જોઇ. એ તમારા દેશમાં જઇને બધું વિગતવાર જાહેર કરજો અને અમારી બ્હેનો જે ગુલામીની જંજીરમાં જકડાઇ છે, તેમને છોડાવવા બનતો પ્રયાન કરજો." રાણીએ કહ્યું.

"તમે તમારા દેશનો કોન્સલ દરેક મુલકમાં કેમ રાખતા નથી ?" મેં પ્રશ્ન કર્યો. આ સાંભળી રાણી હસી. તેણે કહ્યું:

"જોકે તમે રાજદ્વારી પ્રશ્ન પુછોછો, પણ તમને જવાબ આપવામાં મને વાંધો નથી. અમારે કોઇ પણ દેશમાં કોન્સલ રાખવાની જરૂર નથી, તેમને કોઇને પણ ખુશામતથી શાન્ત રાખવા નથી. અમારે અમારા પોતાના કાયદા છે, અને જે કોઇ આ મુલકમાં આવે તેને અહીનાજ કાયદા લાગુ પાડવામાં આવે છે. કોઇ દુશ્મન ચઢી આવે તો, અમારૂં નૌકાબળ તૈયાર છે. દુનીઆના કોઇ પણ બે બળવાન દેશો સામે ટક્કર ઝીલે તેટલી લડાયક સ્ટીમરો અમારી પાસે તૈયાર છે. વળી હાલમાં અમે એરોપ્લેનનો જથ્થો વધારવા માંડયો છે, જેમ અમે અમારા પગ ઉપર ઉભા રહેવાને શકિતમાન છીએ. તમારા જંગલી અને ગુલામી દેશને મારો આટલો સંદેશો કહેજો કે સ્રીઓને પુરી છુટ ન આપે તો પણ છેક ગુલામીમાં ન ઝકડી રાખે. તેમના શરીરનો અને મનનો વિકાસ થઇ શકતો નથી, બુધ્ધિ ખીલી ઉઠતી નથી. અને પ્રજા નિર્માલ્ય બનતી જાય છે." રાણી બોલી રહ્યાં એટલે તેમનો આભાર માની મેં અને વિજયાદેવીએ રજા લીધી—મહેલની બહાર આવ્યા પછી મેં વિજયાદેવીને વિનંતી કરી કહ્યું.

"દેવી. બસ થયુ. હવે મારે વધું જોવું કે સાંભળવુ નથી. મારા દેશમાં મને મોકલી દો."

"બસ ...ટલામાંજ ધરાઇ ગયા ? હજી તો ઘણું જોવાનુ અને જાણુવા[illegible] ...છે."

" [illegible] ...વળી વિચાર થશે ત્યારે તમને વિનવીશ."

વિજ્યાદેવીએ પાછી પ્રવાહી મને પીવા આપી પીતાંજ બધે અંધકાર લાગ્યો. અને થોડા વખતમાં હું મારા દીવાનખાનામાં ખુરશી ઉપર બેઠો હોઉં તેમ લાગ્યું.

કામરૂદેશ જોયા પછી મને એમ થાય છે કે આપણા હિંન્દના પુરૂષ વર્ગને સ્પેશીઅલ ટ્રેનમાં કામરૂદેશ ધકેલી દઇએ તો કેમ? તેમની મનોદશામાં પચાસ ટકા સુધારો થાય તો બસ છે.

---

# વાંચવા લાયક અત્યુત્તમ પુસ્તકો.

| | | | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|---|
| સુમન ગદ્યાવલી | ... | ... | ૧ | ૦ | ૦ |
| બહાદુરશાહ ઝફર | ... | ... | ૩ | ૮ | ૦ |
| ભાગીરથીની ભુલ | ... | ... | ૨ | ૮ | ૦ |
| શયતાનનું ચક્કર | ... | ... | ૨ | ૪ | ૦ |
| રાજબા | ... | ... | ૩ | ૮ | ૦ |
| અમીઝરણાં | ... | ... | ૧ | ૮ | ૦ |
| હુરે મીસર ભાગ—૧-૨ | ... | ... | ૩ | ૦ | ૦ |
| બાળ વિહાર | ... | ... | ૦ | ૧૨ | ૦ |
| ગેરીબાલ્ડી યાને ઇટાલીનો રણયજ્ઞ | | ... | ૨ | ૮ | ૦ |
| સુરખરાજ | ... | ... | ૦ | ૮ | ૦ |
| બીરબલનો બન્ધુ | ... | ... | ૦ | ૮ | ૦ |
| નીલમ | ... | ... | ૦ | ૮ | ૦ |
| ખુની કે જાદુગર ? | ... | ... | ૦ | ૧૨ | ૦ |
| વિનાશી વામા | ... | ... | ૨ | ૦ | ૦ |
| એમ. એ. બનાકે ક્યું મીટ્ટી ખરાબ કી ? | | ... | ૩ | ૮ | ૦ |
| ભેદી કીલ્લાનો ભયંકર ભેદ | ... | ... | ૧ | ૮ | ૦ |
| ગઝલે રંજુર | ... | ... | ૧ | ૦ | ૦ |
| બેગમ કે બલા ? | ... | ... | ૨ | ૮ | ૦ |
| વિલાયતી કોકશાસ્ત્ર ભાગ ૧-૨ દરેકના | | ... | ૧ | ૮ | ૦ |

| | | રૂ. | આ. | પા. |
|---|---|---|---|---|
| લંડન રાજ-રહસ્ય ભાગ ૧ થી ૮ દરેકના | ... | ૦ | ૧૪ | ૦ |
| ઉષા અને અરૂણ | ... ... | ૩ | ૦ | ૦ |
| બકુલ | ... ... | ૦ | ૮ | ૦ |
| ટોલસ્ટોયની વાર્તાઓ | ... ... | ૦ | ૪ | ૦ |
| ભીષ્મ અને યુધીષ્ઠીર | ... ... | ૦ | ૪ | ૦ |
| મહમુદની કમાલ | ... ... | ૦ | ૬ | ૦ |
| કુમુદા અને કાંતા | ... ... | ૧ | ૮ | ૦ |
| બ્રહ્મક્ષત્રીઓનો ઉજવળ ઇતિહાસ | ... ... | ૦ | ૫ | ૦ |
| કાકો કે કસાઇ | ... ... | ૧ | ૦ | ૦ |
| સુરતી લાલ | ... ... | ૧ | ૦ | ૦ |
| સુવર્ણપુરનો શયતાન | ... ... | ૨ | ૦ | ૦ |
| મહેન્દ્ર મુકતા | ... ... | ૨ | ૮ | ૦ |
| વેર વસુલ ભાગ ૧ થી ૪ | ... ... | ૧૨ | ૦ | ૦ |
| બહાદુર બાળા | ... ... | ૩ | ૦ | ૦ |
| રસીક ઘોળ | ... ... | ૧ | ૮ | ૦ |
| હાસ્ય તરંગ | ... ... | ૨ | ૦ | ૦ |
| આગ્રાનો ખજાનો | ... ... | ૨ | ૦ | ૦ |
| કાળરાત્રીનું ખુની ખંજર ભાગ ૧-૨ | ... | ૬ | ૦ | ૦ |
| રજપુતોની રંગભુમી | ... ... | ૩ | ૦ | ૦ |
| દુર્ભાગી દારા | ... ... | ૩ | ૮ | ૦ |
| પાટલી પુત્રની પડતી | ... ... | ૪ | ૮ | ૦ |
| લીલી સુકી | ... ... | ૨ | ૮ | ૦ |
| સીપાહ અમ્માની સજની | ... ... | ૨ | ૮ | ૦ |

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| પ્રેમની ખુમારી ભાગ ૧-૨ ... ... | ૬ | ૦ | ૦ |
| પંચાશરનો જયશીખરી ભાગ ૧-૨ ... | ૫ | ૦ | ૦ |
| રણઘેલા રજપુતો ... ... | ૬ | ૦ | ૦ |
| ભુલનો ભોગ ... ... | ૪ | ૦ | ૦ |
| મહાભારતની કથા ... ... | ૪ | ૦ | ૦ |
| ચપળા ... ... | ૨ | ૮ | ૦ |
| ચાલુક્ય નન્દીની ... ... | ૨ | ૦ | ૦ |
| ભુજબળથી ભાગ્ય પરીક્ષા ... ... | ૨ | ૦ | ૦ |
| સૌંદર્ય વિજય ... ... | ૨ | ૦ | ૦ |
| ઇંગ્લીશ ટીચર ... ... | ૧ | ૮ | ૦ |
| મહંતરાજનો ચેલો ... ... | ૧ | ૦ | ૦ |
| વીર દુર્ગાદાસ ... ... | ૦ | ૫ | ૦ |
| બહાદુર કલો અને અનાથ તારા ... ... | ૧ | ૦ | ૦ |
| કુંજ બાળા ... ... | ૧ | ૦ | ૦ |
| બેરીસ્ટરની બૈરી ... ... | ૨ | ૦ | ૦ |
| ભર્તુહરિ નાટક મોટું ... ... | ૩ | ૦ | ૦ |
| પ્રતાપ રૂદ્ર ભાગ ૧-૨ ... ... | ૨ | ૦ | ૦ |
| કંગાળ કેદી ભાગ ૧-૨ ... ... | ૬ | ૮ | ૦ |
| અધ્યાત્મિક વાર્તામાળા ... ... | ૧ | ૪ | ૦ |
| ઝારાનું યુધ્ધ ... ... | ૧ | ૮ | ૦ |
| શશી બાળા ... ... | ૦ | ૧૦ | ૦ |
| સુકન્યા સાવીત્રી નાટક ... ... | ૧ | ૮ | ૦ |
| જગન્નાથની મુર્તી ... ... | ૨ | ૦ | ૦ |

| | | | |
|---|---|---|---|
| | રૂ. | આ. | પા. |
| કુમાર શિક્ષક ... ... | ૧ | ૮ | ૦ |
| હિન્દુ બેરીસ્ટર યાને સદગુણી સુમન ... | ૧ | ૦ | ૦ |
| ભેદી રાજકુમાર ... ... | ૧ | ૮ | ૦ |
| મુંબઇનું રાત્રી રહસ્ય ... ... | ૧ | ૪ | ૦ |
| પાટણની પ્રભુતા ... ... | ૨ | ૦ | ૦ |
| ભેદી રાજકુમાર ... ... | ૧ | ૮ | ૦ |
| સંસાર શિક્ષક ... ... | ૨ | ૦ | ૦ |
| મદન પ્રભાનો ગુપ્ત ભેદ ભાગ—૧ થી ૩ ... | ૧ | ૮ | ૦ |
| અલક કુમારી ભાગ ૧ થી ૮ ... ... | ૪ | ૦ | ૦ |
| સમાજની સંધ્યા ભાગ ૧–૨ ... ... | ૧ | ૮ | ૦ |
| રજપૂતોની રંગભુમી ... ... | ૩ | ૦ | ૦ |
| બહાદુર બાળા ભાગ—૧–૨ ... ... | ૩ | ૦ | ૦ |
| ઝેરી જમાનો ભાગ ૧ થી ૫ ... ... | ૧૧ | ૦ | ૦ |
| અંસરી બાલા ... ... | ૩ | ૦ | ૦ |
| જાદુઇ માછલી ભાગ ૧–૨ ... ... | ૧ | ૦ | ૦ |
| સરોવરની સુંદરી ભાગ ૧–૨ .. ... | ૧ | ૮ | ૦ |
| ઝેરની પ્યાલી ભાગ ૧–૨ ... ... | ૧ | ૮ | ૦ |
| કરણસીંહનો ગુપ્ત ભેદ ભાગ ૧ થી ૫ ... | ૨ | ૮ | ૦ |
| બત્રીસ પુતળીની વાર્તા ... ... | ૩ | ૮ | ૦ |
| કૈલાસ કુમારી ભાગ ૧ થી ૪ ... ... | ૭ | ૮ | ૦ |
| તાનસેનની તાન ... ... | ૨ | ૮ | ૦ |
| સફેદ ઠગ ભાગ ૧ થી ૩ ... ... | ૪ | ૮ | ૦ |
| અદભુત લુંટારો ભાગ ૧–૨ ... ... | ૩ | ૮ | ૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | રૂ. | આ. | પા. |
| કુટીલાનુ કારસ્થાન | ... | ... | ૦ | ૧૨ | ૦ |
| સોનેરી ખંજર | ... | ... | ૦ | ૧૨ | ૦ |
| આશકની આત્મકથાઓ | ... | ... | ૧ | ૮ | ૦ |
| વિપત્તીનું વાદળ | ... | ... | ૩ | ૮ | ૦ |
| જાદુકળા સંગ્રહ | ... | ... | ૧ | ૮ | ૦ |
| હંસા યાને મઠનો ભેદ | ... | ... | ૧ | ૮ | ૦ |
| માયાની પુતળીઓ | ... | ... | ૧ | ૪ | ૦ |
| રોઝા લામ્બર્ટ યાને પાદરીની પુત્રી | ... | ... | ૨ | ૮ | ૦ |
| નવલ નવરંગી | ... | ... | ૩ | ૪ | ૦ |
| ગોરા | ... | ... | ૭ | ૪ | ૦ |
| લોહીનો વેપાર | ... | ... | ૪ | ૮ | ૦ |
| અંધકાર પર પ્રકાશ | ... | ... | ૨ | ૮ | ૦ |
| રઝળતો રાજહંસ | ... | ... | ૧ | ૧૨ | ૦ |
| મહીલાની મહાકથાઓ | ... | ... | ૭ | ૮ | ૦ |
| વનીતાની વાતો | ... | ... | ૭ | ૮ | ૦ |
| પ્રમુદ વીણા | ... | ... | ૧ | ૮ | ૦ |
| ચંદ્રકળા | ... | ... | ૨ | ૪ | ૦ |
| પંચીકરણ | ... | ... | ૧ | ૮ | ૦ |
| ભદ્રકાળી | ... | ... | ૨ | ૦ | ૦ |
| સમાજ યાને સુધારાહાંસીનું અનુસંધાન | | ... | ૧ | ૦ | ૦ |
| સ્નેહલત્તા યાને ભેદભર્યું ખુન | ... | ... | ૧ | ૮ | ૦ |
| અદભુત વાર્તા | ... | ... | ૧ | ૦ | ૦ |

શ્રૃંગાર અને પ્રેમરસથી છલકાતી નવલ કથા.

યુવાન દમ્પતીઓ માટે સંસારમાં સ્વર્ગ.

# ઉષા અને અરૂણ.

આવશે

## ત્યારેજ સૂર્યોદય થશે.

અનેક સુંદર આર્ટીક ચિત્રો, પોણી ચારસો પાનાનું ગ્લેઝ પેપરનું પાકી બાઇંડીંગ સાથે આર્ટીસ્ટીક પુસ્તક.

કીંમત ફકત રૂ. ૩ પોસ્ટેજ આઠ આના.

**વીલાસ ઓફીસ,**

૧૮૧, બજારગેટ, સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

વિલાસના ગ્રાહક થનારને ફકત રૂ. ૨ાા.

---

**બ્લોકો માટેની સમજ**—સૌરાષ્ટ્ર પ્રીવન્સ લી. તરફથી અમોને છાપવાને માટે બ્લોકો મળ્યા છે જે માટે તેઓનો આભાર માનવામાં આવે છે.

---

આ ચોપડી નં. ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ કોટ, મુંબઇમાં આવેલા શ્રી હરિ–હર પ્રીન્ટીંગ પ્રેસમાં હરીલાલ વલ્લભદાસે વિલાસ ઓફીસ માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રગટ કરી.

